વ્હેલો તે રહેલો, વ્હેપારીને ભરપુર કમીશન,

શ્રી

# નિર્ણય પદ સંગ્રહ.

# ઓચ્છવ પદમાળા.

---

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઠક્કર-નરભેરામ રણછોડદાસ,

શીંગામવાળા ઠે. ખંડેરાવમારકીટ વડોદરા.

---


પ્રથમ આવૃત્તિ પ્રત ૨૦૦૦

સંવત ૧૯ સને ૧૯૧૦

અમદાવાદ.

શ્રી "સત્યસાગર" પ્રીન્ટીંગ પ્રેસમાં

પટેલ. પોચાભાઈ ચકુભાઈએ છાપો.

ઠે. પીરમશા રોડ—અમદાવાદ.


---

કીમત બે આના

ઠક્કર જીવન નરભેરામ, બુકસેલર. ખંડેરાવમાર્કીટ, વડોદરા.

વ્હેલો તે પહેલો, વ્હેપારીને ભરપુર કમીશન,

વારતા, નોવેલો નાટકો. કીસ્સાઓ. વિગેરે ઘણી જાતનાં પુસ્તકો મળશે.

શ્રી

# નિર્ભય પદ સંગ્રહ.

# ઓચ્છવ પદમાળા.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,

ઠક્કર–નરભેરામ રણછોડદાસ,

શીગામવાળા ઠે. ખંડેરાવમાર્કીટ વડોદરા.

પ્રથમ આવૃત્તિ પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૧ સને ૧૯૧૪

અમદાવાદ.

શ્રી "સત્યસાગર" પ્રીન્ટીંગ પ્રેસમાં

પટેલ. પોચાભાઈ ચકુભાઈએ છાપો.

ઠે. પીરમશા રોડ--અમદાવાદ.

કીમત બે આના

દેશાવરથી માલ મંગાવનારને વ્યાજબી કીમતે મોકલી આપવામાં આવશે.

ઠક્કર ત્રીભોવન નરભેરામ, બુકસેલર. ખંડેરાવમાર્કીટ, વડોદરા.

શ્રી

નીર્ભય પદ સંગ્રહ

---

# ઓચ્છવ પદમાળા.

( ૧ )

સ્હાય શ્રી હરી ત્હારી માગુ ગુણ ગોવીંદ ગાવા,
ગાંડુ ઘેલુ અને બોબડુ તોતડુ, બોલીશકુ નહી, માવા ગુણ૦
વાણી સુધારી મતીકર નીર્મળ,શીખુ સદાતને ચ્હાવા, ગુણ૦
સંત તણી સેવાને અરથે, પુસ્તક અરપુ સ્હાવા, ગુણ૦
ખાટા ખારા ને તીખો અતીશે, રસ રંગેથી પાવા, ગુણ૦
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, માફ કરો સો દાવા, ગુણ૦

( ૨ )

ભજમન રામ રામ રામા, ભજમન રામ રામ રામા,
સીતા રામ રામ રામા, રઘુપતી રામ રામ, રામા,
પાંડવની તમે પક્ષજ કીધી, થઈ દુર્યોધન સામા, ભજ૦
દ્રૌપદી ની લજ્જા રાખી, ભીડ ભાગી સુદામા, ભજ૦

એઠાં બોર સવરીનાં ખાધાં, રાજી રાખી રામા. ભજ૦
રાવણ મારી લંકાં લીધી, દીધા જઈ દ્હામા, ભજ૦
ધ્રુવ અને પ્રહલાદ સુધનવા, અવીચળ પદવી પામ્યા, ભજ૦
અતી અધર્મી ગુણકા તારી, ભવના ટાળ્યા ભામા, ભજ૦
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, આવી ઉગારો શામા, ભજ૦

( ૩ )

બહુ વ્હાલો, બહુ વ્હાલો, કાનુડો મને બહુ વ્હાલોરે, ટેક
રૂપે રંગીલોને છેલ છબીલો, મોર મુગટ છોગાળો, કા.
પીળુ પીતાંમ્બર પ્હેરીને આવે, કાનુડો કામણગાળો, કા.
વેણુ વગાડેને મોહ પમાડે. સુણાવે શબ્દ રસાળો, કા.
માંખણુ ખાવાને માટે એ આવી, નાચે કુદે એ ગોવાળો. કા.
નેન નચાવેને હસી હસાવે, કરતો અતીશય ચાળો, કા.
ચોરી કરીને ગોવીંદ ગયો છે, સખી સતાવે એ ઠાલો, કા.
છાનોમાનો એ છુપાઇને બેઠો, ઘટ ભીંતર ગોપાળો કા.
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, ઝટ જઈ તેને ઝાલો, કા.

( ૪ )

કર ઝાલો, કર ઝાલો, પ્રભુજી મ્હારો કર ઝાલોરે, ( ટેક )
લક્ષ ચોરાશી માંહી લોભાયો, લાગ્યો અતીશે વ્હાલો. પ્રભુ.
સંસાર સાગરે ગોથાં હું ખાઉં, થાકયો ફરી હું હાલો. પ્ર.

દરીયા માંહી નાવ ડુબે છે મારૂં, તુંછે ઉગારવા વાળો પ્ર.
વાર લગાડશો નહીં વાલમજી, ઉઠી ઉતાવળા ચાલો, પ્રભુ.
કહે નરભો ગુરૂમાંન પ્રતાપે, તુજવીણુકો નહીં વ્હાલો પ્રભુ

( ૫ )

કયાં ખોળું, કયાં ખોળું, કાહાના તને કયાં ખોળું રે, ટેક
સખા સંગાથે સું રમવા આયો છું, વ્રજ વનીતા લઇ ટોળું,
ઘેલી થઇને ગોકુળમાં ફરતી, વળી વંદ્રાવન દોડું. કાહાના
વ્હાલાની વાટજોઇ હું બેઠી, દુધમાંહી સાકર ઘોળું. કાહાના
પ્રીતમજી પલમાંહી પધારો, હુદ થઈ હાથ જોડું. કાહાના
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, નજરે ચઢેના છોડું. કાહાના

( ૬ )

ભય ટાળો, ભયટાળો, પ્રભુજી મ્હારો ભય ટાળોરે, ટેક
માયાતણી જાળમાંહી ઘુંચાયો, છુટે નહીં ગળે આળો, પ્ર.
મારૂ મારૂ કરી મીથ્યાહું ભુટયો, કામ ક્રોધ મદ ખાળો પ્ર.
આંઆં મળીને જોર જણાવે, પકડીને પાછાં વાળો, પ્ર.
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, રંકના સામું ભાળો, પ્ર.

( ૭ )

રઢ લાગી રઢલાગી કાહાનાની મને રઢલાગીરે, ટેક.

સુવાને જાડતો નીંદ્રા ન આવે, ઝબકીને ઊઠું જાગી, કાહાના
સગાં સબંધીને કુટુંબ કબીલો, સર્વેને મુકું ત્યાગી, કાહાના
ઘર ધંધો મને ઘડીએ ન ગોઠે, સેવા શામરણુ લઉં માગી, કા.
પ્રેમ કટારી પ્રભુજી તમારી, હરી હઈયે મુજ વાગી, કા.
કહે નરસો ગુરૂ માંન પ્રતાપે, ભવની ભાવટ ભાગી, કા.

( ૮ )

રંગ લાગ્યો, રંગ લાગ્યો, કાનુડા ત્હારો રંગ લાગ્યોરે, ટેક.
નંદ બાવાને કુંવર કનૈયો, કદીયે ન જાયે તાંગ્યો, કાનુ.
શ્યામ વરણુને ચેરો ગુલાબી, જોઇ જોઇને મકે જાગ્યો, કા.
પ્રીતમજી તણા પ્રેમનો કાંટો, રૂદે કમળમાં વાગ્યો, કાનુ.
માતા જસોદાજી મ્હેર કરીને, કાહાન કુંવર દ્યો માગ્યો, કા.
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, ભય મ્હારો સો ભાગ્યો, કા.

[ ૯ ]

ગીરધારી, ગીરધારી, ગોપીના વ્હાલા ગીરધારીરે, [ ટેક ]
વેણુ વગાડીને મોહ પમાડી, વશ કરી વ્રજની નારી, ગો.
જશોદા ઘરમાં જઈને પેસે, ઉઘાડા મુકે વળી બારી, ગો.
છાનોમાનો જઇ માંખણુ ખાતો, ફરતો છાનો જાળી, ગો.
ગોરસ ફોડે મહી માંખણુ ઢોળે, ભંજવંઠ કરતો ભારી, ગો.
ગાયોને છોડે વાછરૂ વછોડે, કુટે કાખલીયો તારી, ગો.

કહે નરસો ગુરૂ માંન પ્રતાપે, પ્રાણ તુજ ઉપર વારી, એ૦

[ ૧૦ ]

ગૌચારી, ગૌચારી, ગોવાળજની, ગૌચારીરે, ( ટેક )
માત પીતા તું મુકીને નાઠો, કંસતણો ડર ધારી, ગોવાળ૦
પયપાન પુતનાએ કરાવ્યું, મર્ણ પમાડી તે નારી, ગોવાળ૦
જળ જુમનામાં જઈતું પડીયો,નાગપર કીધી સ્વારી,ગોવાળ૦
અગાસુર માર્યો બગાસુર માર્યો ભકતોને લીધા ઉગારી,ગોવાળ૦
કહે નરસો ગુરૂમાંન પ્રતાપે, પ્રભુએ મને તારી, ગોવાળ૦

( ૧૧ )

શું ધાર્યું શું ધાર્યું, હઈયામાં હરીશું ધાર્યુંરે. ટેક.
જારી વીજારી કરવા તું શીખ્યે, નંદ બાવાનું નામતાર્યું, હ૦
હગોહઈને હમના અતીશેં, કાળજુ મ્હારૂ તેં સાર્યું હ૦
પરાઇ રામાની સંગેતુ રમતો, નજરો નજરમે નીહાળ્યું, હ૦
આક્રંદ કરતી આંસુડા ભરતી, કાહાન કુંવરે વિચાર્યું હ૦
જોઈ વામાને રડતી અતીગેં, પ્રેમથી વચન ઉચાર્યું - હ૦
કહે નરસો ગુરૂમાંન પ્રતાપે, મનડું ખળે નહી ખાળ્યું હ૦

( ૧૨ )

નહીં મુકું નહી મુકું, કહાનાકુંવને નહી મુકુંરે, ટેક.

મહી માખણ તું હોડેને ઢોળે, જુવેના બીલુકે મુકું. કહાના
નિત્ય આવાંને ભંજવાડ કરે છે, આવેલો દાવ કેમ ચુકું, કા.
પકડી જસોદાની પાસે હું જાવું, ઘર તાહારૂછિ ઙુંકું, કા.
આજે ફજેતી હું ત્હારી લુંટાવું,ગામ બધની માંહી કુંકું.કા.
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, હરી ચરણે શીર મુકું, કા.

( ૧૩ )

કયાં જાશો, કયાં જાશો, હઇયેથી હરી કયાં જાશોરે, (ટેક).
રંગેથી રમવા રાધા સંગાથે, પ્રભુ જયાં જઈને છુપાશો, હ.
શધળે ઠેકાણેથી ગોધી હું કાઢું,રહેવા ન દઉં શાત વાશો. હ.
પલ્લોના છોડું પ્રીતમ તમારો, પ્રાણ લેવા મુજ ન્હાશો, હ.
ગણીને ગોવીંદ દાસી તમારી, પ્રીતી તણો રસ પાશો, હ.
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, ન્યારા જરા નવ થશો. હ.

( ૧૪ )

કેમ ઉંઘે, કેમ ઉંઘે, અભાગી તું કેમ ઉંઘેરે, ( ટેક. )
શું સુખ જોઈ તું સુઈ રહયોછું,પડી રહયો છિ સુખ સુંગે, અ.
ખાઇ પીને ખુબ મસ્ત થઇને,હોગટ વધાર્યું દીલ ધુંગે, અ.
કાચી કાયા ત્યારે કામ ન આવે,સુતા પછી નહી સુંઘે, અ.
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, શુરો તે રામરસ ચુગે, અ.

( ૧૫ )

વહીજાયે, વહીજાયે રશીકી વેળા વહીજાયેરે, ટેક.
ઘોડાને આઠીને લાઠીને વાડી,તેને શું જોઇતું કુલાયે, રશીકી.
પુત્ર પરીવાર સગાં સબંધી, અતીશે જોઇ હરખાયે, રશીકી.
ગાનતાન ગમ્મત કરીને, ગાંડો ઘેલો ઘણો થાયે, રશીકી.
જે જ્યાંનુ તે ત્યાંહા રહેવાનું,કોઇ કરે નહી સકાયે, રશીકી.
આયુષ્ય આવી રહ્યુ જેવેળા ચાલે ન કોઇનો ઉપાયે, રશીકી.
કહે નરભો ગુરૂમાંન પ્રતાપે, પછી ઘણો પસ્તાયે, રશીકી.

( ૧૬ ]

કેમ ભુલે, કેમ ભુલે, મુરખ તું કેમ ભુલેરે. (ટેક).
અલ્પ આયુષ્યની આશા શું રાખે, શીરપર જમરા ઝુલે, મુ.
કૃષ્ણ ભજનની કરીલે કમાણી ખાલી દેવ.માં શું ઝુલે, મુ.
નાણું બેસે નહી નાથને ભજતાં, લેવાય તેટલું તુલે, મુ.
અવસર રૂડો તરવાનો આવ્યો, તગદીર રૂડાંરૂપે ખુલે, મુ.
કહે નરભો ગુરૂમાંન પ્રતાપે, કાંઇ બેસે નહીં મુલે, મુ.

( ૧૭ )

નહીં આવે, નહીં આવે, અવસર આવો નહીં આવેરે, ટેક.
ગર્ભવાસમાં ભકિત કબુલી, ફરીબેઠો કેમ હાવે, અવસર૦

પુરૂષપ્રપંચ પ્રભુથી કરીને, રમીયો તું ઉદ્ધાર જયહાવે. અવસર.
આઈ યુવતીને મન ભેગું કરીને, રામા રીઝાવતો ભાવે, અવ.
કહાં કરાવેને કાંબી ઘડાવે, સોનેથી સઘળી મઢાવે, અવસર.
જુઠી ગાળ્યો જતાં વાર ન લાગે, ઓચીંતુ આણું આવે, અ.
કહે નરસો ગુરૂ માંન પ્રતાપે, પછીથી કોણ છોડાવે, અવ.

[ ૧૮ ]

લે લ્હાવો, લે લ્હાવો, જનમ ધરી લે લ્હાવોરે, ( ટેક )
લ્હાવે. લેવાનો હરી ભજનનો, હેને હરીજન થાવો, જનમ.
પૃથ્વી મનુષ્યની દેહને પામી, આવે ના અવસર આવો, જ.
રટણ કરી લે રામના નામનું, હાથ માંહીમળ્યાં રહ્યો, જ.
મારૂ તારૂં સો કરવાનું મુકી, દેવ દર્શનને રહુચો, જનમ.
કહે નરસો ગુરૂં માંન પ્રતાપે, પછી થશે પસતાવા, જનમ.

( ૧૯ )

લોભ લાગ્યો, લોભ લાગ્યો, મુરખ તને લોભ લાગ્યોરે.
પાંચ મળ્યા તો પચીશને દોડે, દુર દેશાવર ભાગ્યો, મુરખ
સો હજારને લાખજ કરતાં, કાંટો જરા નહી વાગ્યો, મુરખ
બાઠી વજીફાને લાડીને લાગ્યો, તોયે તૃષ્ણા ના વાગ્યો, મુ.
શાન્ત થઈને સંતોષ ન પામ્યો, પુત્ર પરીવારજ માગ્યો, મુ.
કહે નરસો ગુરૂં માંન પ્રતાપે, જરા અભાગી ન જાગ્યો, મુ.

( ૨૦ )

નહીં જાગે નહીં જાગે, હજુએશું નહી જાગેરે, (ટેક).
પ્રભુની માયાને કરતાં પોતાની. ડર જરા નવ લાગે હ.
શીરપર જમના ટાંપી રહ્યા છે, મોત નગારાં વાગે. હ૦
વાયદો ન ચલે વાર ન લાગે દુર જઈ કાં ભાગે હ૦
વાલની વીંટી હોશે હતારી, ખેંચી લઈ છે બીન ધાગે, હ૦
કહે નરશો ગુરૂમાંન પ્રતાપે, હાથે રહી માર આગે, હ૦.

( ૨૧ )

વનમાળી વનમાળી, વીઠલવર વનમાળીરે, [ ટેક. )
મોર પીછનો ગુંઝટ માથે, માંહી ટીલડાયો ભાળી, વીઠલ
કાનપાંહી મકરાકૃત કુંડળ, આંખલડી અણીયાળી. વીઠલ
ગળે ઝળઝળતા મોતીના માળા, સોનાની સાંકરી ભાળી.વીઠલ
હાથે બાજુબંધ કાંડે છે પોંચી, અતી દીસે છે રૂપાળી,વીઠલ
વેહને વીંટી હશે આંગળીયે, હીરા માણેકજ વાળી. વીઠલ
પીળુ પીતામ્બર પહેર્યું પ્રભુએ,કંદોરો કેડમાં ઘાલી વીઠલ
કહે નરશો ગુરૂમાંન પ્રતાપે,નજરે જુરોને નીહાળી. વીઠલ

( ૨૨ )

કૃષ્ણ ભજનપર પ્યાર છેરે, રાધે કૃષ્ણ ભજનપર પ્યારછે ટેક

તેનો તે ધન્ય અવતાર છે રે, રાધે કૃષ્ણ
કૃષ્ણતણુ નામ કોઠેથી લીધુ, ખરીકમાણીની બ્હાર છેરે, રાધે
જમકીંકર તેને જતાં ન રોકે, સ્વર્ગનું ખુલ્લુ દ્વારછેરે, રાધે
અવીનાશી જેણે ઓળખી લીધા, તેનોતે બેડો પારછેરે, રાધે
સંસાર માયા જાળછે જુઠી, સાચો સગોકીરતારછેરે, રાધે
ધનદારાને કુટુંબ કબીલો, લક્ષચોરાશીની હારછેરે, રાધે
ભકિતરૂપી નાવમાંહી બેસીને, સુરાતે નર તરનારછેરે, રાધે
કહે નરભે ગુરૂમાંન પ્રતાપે, દુનીયાંની શી દરકારછેરે, રાધે

( ૨૩ )

સ્વપના જેવો આ સંસારછેરે ભાઇ સ્વપના જેવો આ સંસારછે.
વહી જાતાં ન વાર લગારછે રે ભાઈ સ્વપના
સ્વપના માંહી રાજસુખને પામે,જાગીજોતાં શું જોનારછેરેભાઈ
સસાર તેવો સ્વપનાના જેવો, માયા તણો મોહજાળછેરેભાઈ
પાણી ઉપર પરપોટો જણાયે,ફુટી જવાની શો વારછેરે ભાઈ
કાચાંકાયા પરપોટાના જેવી, ઘડાવાર ઘણી બ્હારછેરે ભાઈ
ચેતીને ચાલતું જીવ અભાગી, પુઠે પસ્તાવો થનારછેરે ભાઈ
કહે નરભો ગુરૂમાંન પ્રતાપે હરી ભજન હથીયારછેરે ભાઈ

[ ૨૪ ]

રામ રટણ કર રંગમાંરે, સીતા રામ રટણ કર રંગમાં, ટેક

તેતો આવશે મ્હારી સંગમાંરે, સીતારામ.
કામ ક્રોધ લોભ લશ્કર લઇને, ઝગડો મચાવશે જંગમાંરે,
શુરા થઇ શમશેર ચલાવો, ભક્તિ તણી તે ઉમંગમાંરે,
સંત સાધુનો સમાગમ કરવો, ટેક ધરી તુજ અંગમાંરે,
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, જીતી જવાના એ ઢંગમાંરે,

( ૨૫ )

જવુ છે ગોકુળ ગામમાંરે, મ્હારે જવું છે ગોકુળ ગામમાં.
ત્યાં વસેલા વસુદેવ દેવકી, કૃષ્ણ જનમ જે ધામમાંરે,
જમુનાંજીએ જેહુ મારગ આપ્યો, સ્પર્શ કર્યો જે ઠામમાંરે,
નંદતણું ઘરબારજ જોવાં, પ્રભુ ગયા છાના બામમાંરે,
વૃંદ્રાવન માંહી રોકયા રામા, સાથે સખા લીધા કામમાંરે,
મહીતણું પ્રભુ દાણજ લીધુ, વશ કરી વેણુ ઠામમાંરે,
રાશ રમાડીને ગોપી રીઝાવી, રાક્ષસ માર્યો સંગ્રામમાંરે,
કહે નરભો ગુરૂ માંન પ્રતાપે, રાજી રાધેકૃષ્ન નામમાંરે,

( ૨૬ )

ડાકોર રૂડુ ગાંમ છે રે, ભાઈ ડાકોર રૂડુ ગાંમ છે, (ટે.)
મોટુ રણછોડજીનું ધામછેરે, ભાઈ ડાકોર.
વશ કરી વીઠલને લાવ્યા, ભક્ત બોડાણાનું કામછેરે, ભાઈ.

સીતેર વર્ષ સેવા કરીને, હઇયે ધરી પુરી હામછેરે, ભાઇ.
ભકત આધીન ભગવાન થઇને, નાસી આવ્યા હજુ નામછેરે,
સવાવાલ સુવર્ણે તોળાયા, ગોમતી તીરે ઘનશ્યામછેરે, ભાઇ.
આય ગુરૂ માંનદાસ પ્રતાપે, દાસ ઠકારો નરભેરામછેરે, ભાઇ.

( ૨૭ )

## થાળ.

---

ઘેર આવો, ઘેર આવો, પ્રભુજી મ્હારે ઘેર આવોરે, (ટેક)
ઘેર આવોતો હરી ઘેબર જમાડુ. ખાજાં ખજુરી ખાવો,
મગજ બરફી કળીના લાડુ, ધારી જલેબીને માવો, પ્રભુજી.
શીરાને પુરી સંગાથે ખાવો, ગુણ પેંડાના ગાવો, પ્રભુજી.
ગુલાબ જાંબુ ઘડી ઘડી મુકુ, સુતરફેણીને સ્હાવો, પ્રભુજી.
પેરે પેરે પકવાન જમાડું, લેઉ મુજ હાથથી લ્હાવો, પ્ર.
શીખંડ પુરી સ્વાદમાં સારી, પ્રેમે બાસુદી પચાવો, પ્ર.
દ્રાક્ષ ચારોળી ને એલચી નાંખી, દુધપાક તમને પાવો, પ્ર.
તલધારી ને લાબશી મુકુ, ખેડ ખાંપણુ બતાવો, પ્રભુજી.

દાળ ભાતને કઢી વઘરી, કાચલા પાપડ ચાવો, પ્રભુજી.
શાક અથાણું મઠોને ચટણી, ખાતાં ખુટે તે નભાવો, પ્ર.
હાથ ધોઇ આચમન કરીને, પાન ખાઇ રંગ જમાવો, પ્ર.
સોગટાં બાજી સુખેથી ઢાળી, ઘડી એક ગમ્મત ઉડવો, પ્ર.
કહે નરસો ગુરૂ માંન પ્રતાપે, પણ પહોઢી પછી જાચો, પ્ર.





# જાહેર ખબર.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| ભાગવત બારસ્કંધ ગુજરાતી ભાષામાં | ૩ | ૦ | ૦ |
| તુળશીકૃત રામાયણ ટીકા સાથે ગુજરાતી | ૩ | ૦ | ૦ |
| ગીરધરકૃત રામાયણ મોટા ટાઇપનું | ૨ | ૦ | ૦ |
| મહાભારત અઢારે પર્વ સાથે વલવનું | ૩ | ૪ | ૦ |
| મહાભારત અઢારે પર્વ દુર્ગાશંકરનું | ૫ | ૮ | ૦ |
| રામાયણ હલકુ ઝીણા અક્ષરનું | ૦ | ૮ | ૦ |
| જાળંધર આખ્યાન રેવાશંકરનું | ૦ | ૧૨ | ૦ |
| કાવ્ય દોહન પાંચ ભાગનું | ૦ | ૧૦ | ૦ |
| સુડા બહોતેરી ૭૩ વારતાની | ૦ | ૧૨ | ૦ |
| બત્રીસ પુતળીની વાર્તા મોટી | ૧ | ૦ | ૦ |
| મદનપચીસીની ,, | ૦ | ૪ | ૦ |
| સુરસંકાવળીની ,, | ૦ | ૪ | ૦ |
| સદેવંત સાવળીંગાની ,, | ૦ | ૨ | ૦ |
| ગજરામારૂની ,, | ૦ | ૨ | ૦ |
| બરાસ કસ્તુરીની ,, | ૦ | ૨ | ૦ |
| સુંદર કામદારની ,, | ૦ | ૨ | ૦ |

મળવાનું ઠેકાણું.

બુકસેલર-ઠક્કર-ત્રીભોવન, નરભેરામ,

ઠે. ખંડેરાવ, મારકીટ. વડોદરા

# જાહેર ખબર.

| | રૂ. | આ. | પા. |
|---|---|---|---|
| ભાગવત બારેસ્કંધ ગુજરાતી ભષામાં | ૩ | ૦ | ૦ |
| તુળશીકૃત રામાયણ ટીકા સાથે ગુજરાતી | ૩ | ૦ | ૦ |
| ગીરધરકૃત રામાયણ મોટા ટાઇપનું | ૨ | ૦ | ૦ |
| મહાભારત અઢારે પર્વ સાથે વલવનું | ૩ | ૪ | ૦ |
| મહાભારત અઢારે પર્વ દુર્ગાશંકરનું | ૧ | ૮ | ૦ |
| રામાયણ હલકુ ઝીણા અક્ષરનું | ૦ | ૮ | ૦ |
| જાળંધર આખ્યાન રેવાશંકરનું | ૦ | ૧૨ | ૦ |
| કાવ્ય દોહન પાંચ ભાગનું | ૦ | ૧૦ | ૦ |
| સુડા બહોતેરી ૭૩ વારતાની | ૦ | ૧૨ | ૦ |
| બત્રીસ પુતળીની વાર્તા મોટી | ૧ | ૦ | ૦ |
| મહાપચીસીની ,, | ૦ | ૪ | ૦ |
| ગુલબંકાવળીની ,, | ૦ | ૪ | ૦ |
| સદેવંત શાવળીંગાની ,, | ૦ | ૨ | ૦ |
| ગજરામારૂની ,, | ૦ | ૨ | ૦ |
| બરાસ કસ્તુરીની ,, | ૦ | ૨ | ૦ |
| સુંદર કામદારની ,, | ૦ | ૨ | ૦ |

મળવાનું ઠેકાણું.

બુકસેલર-ઠક્કર-ત્રીભોવન, નરભેરામ,

ઠે. ખંડેરાવ, મારકીટ. વડોદરા